આનાતોલી મિત્યાયેવ



# કીડી અને અવકાશવીર

# આનાતોલી મિત્યાયેવ

# કીડી અને અવકાશવીર



ચિત્રો — મોલોકાનોવ



'રાદુગા' પ્રકાશન
મોસ્કો

# કીડી અને અવકાશવીર

નાનકડી રાતી કીડી મુરાશ્કા ડાળખાંની વાડ નજીક કીડિયારામાં રહેતી હતી. વાડની એક તરફ સક્કરટેટીનો વાડો હતો અને બીજી તરફ સડક હતી. રોજ પરોઢિયે દૂધની ગાડી સડક પરથી નીકળતી. ગાડી ભારે વજનદાર હતી, સડક પરથી નીકળે ત્યારે આખું કીડિયારું હલી ઊઠતું. મુરાશ્કાને નીંદર બહુ ગમતી, પણ જાણે ધરતીકંપ આવ્યો હોય એમ ઘરની દીવાલો હલતી હોય ત્યારે નીંદર કેવી રીતે આવે! એટલે તે સૂરજ ઊગતાં પહેલાં ઊઠી જતી, આગલા પંજા વડે આંખો ચોળતી, અને પટ્ટો બરાબર કસી લઈને કામે નીકળી પડતી.



તેનું કામ સાવ સાધારણ હતું: બર્ચના ઝાડ નીચેથી ઇયળોને પકડીને કોઠારિયામાં પહોંચાડી દેવી.

એક વાર સવારે મુરાશ્કા રોજની જેમ દોડતી બર્ચના ઝાડ નીચે ગઈ અને જરાક વિસામો ખાઈ લેવા બેઠી. તે બેઠી બેઠી ઉપર નજર ફેરવતી હતી, રેશમ જેવા તાંતણે લટકતી કોઈ લીલી લીલી ઇયળ નજરે પડે તો ગોતી કાઢવા.

ઇયળ તો ક્યાંય ન દેખાણી, પણ મોટો જબ્બર સૂરજ આકાશમાંથી નીચે પડતો દેખાણો.

મુરાશ્કા એકદમ ગભરાઈ ગઈ. સૂરજના તાપમા બળી જવાની બીકે તેને ભાગી જવાનું મન થયું. અને ભાગી જ ગઈ હોત, પણ એટલામાં સૂરજની અંદર વચ્ચોવચ એક માણસ નજરે પડયો. અવકાશનો પોશાક અને ટોપો જોઈને મુરાશ્કા તેને તરત ઓળખી ગઈ. અવકાશવીર હતો. તેના માથા ઉપર નારંગી રંગની મોટી હવાઈ છત્રી ફફડાટ કરતી હતી.

અવકાશવીર નીચે ઊતરીને હવાઈ છત્રીનો પટ્ટો ખોલી નાખતો અને ટોપો માથેથી કાઢી નાખતો બર્ચના ઝાડ પાસે બેસી ગયો.



“કેમ છો, ભાઈ બર્ચ!” તે બોલ્યો, અને પછી તેણે થોડાંક પાંદડાંને હાથમાં ઝાલીને બચી ભરી.

મુરાશ્કાને એ કંઈ બહુ ગમ્યું નહિ. આ તે કેવી વાત! જીવતીજાગતી કીડી સામે હોવા છતાં બર્ચના ઝાડને દુવાસલામ! તેને થયું: “કદાચ હું નજરે નહિ પડી હોઉં!”

એટલે તે મોંના રાતા વાળ ફરકાવતી અવકાશવીરના જોડા ઉપર ચડી ગઈ. પછી જોડા ઉપરથી દોડતી પગે ચડી, ત્યાંથી બાંયમાં ઘૂસી ગઈ, અને સરકતી સરકતી આખરે પહેલી આંગળીએ પહોંચી ગઈ.

અવકાશવીરે મુરાશ્કાને જોઈને મોં મલકાવ્યું.

"કેમ છો, કીડીબાઈ! આટલાં વહેલાં કેમ ઊઠી ગયાં? કામે નીકળ્યાં છો કે?"

"ખરી વાત," મુરાશ્કાએ શરમાતાં શરમાતાં જવાબ આપ્યો. "પણ કહો તો, શું એ સાચું છે કે પૃથ્વી સકરટેટી જેવી ગોળ છે?"

"સાવ સાચું," અવકાશવીરે જવાબ આપ્યો. "હું તો આપણી આ પૃથ્વીથી બહુ આઘે આઘે જઈ આવ્યો છું, અને દૂરથી જોતાં મને તો ગોળ નજરે પડી છે."

"અહીં ઉપરની તરફ તો આપણે માટે ઠીક છે," મુરાશ્કા બોલી. "બધા લોકો અને તમામ કીડીઓ અહીં જ રહે છે. પણ પૃથ્વીની નીચેની તરફ કોઈ નથી રહેતું. રહેવા જાય તો ચોક્કસ પડી જાય."

"ના, કીડીબાઈ, એમ નથી. પૃથ્વીની બીજી તરફ, નીચેની તરફ, પણ લોકો વસે છે અને કીડીઓ રહે છે"



"અરે, મને તો ખબર જ નહિ!" મુરાશ્કાને વાત માનવી મુશ્કેલ લાગી.

એટલામાં ઍંજિનનો ધડધડાટ કાને પડ્યો. એક હેલિકોપ્ટર અવકાશવીર માટે આવી રહ્યું હતું.

"ઝટ કરો, છુપાઈ જાઓ, નહિતર પંખાના પવનમાં તમે ઊડી જવાનાં!" અવકાશવીર બોલી ઊઠ્યો, અને તેણે કીડીને એક પથરાની પાછળ મૂકી દીધી.

હેલિકોપ્ટર ઊડી ગયું અને તેના પંખાનો પવન ઓસરી ગયો ત્યારે મુરાશ્કા પોતાની અજબ મુલાકાતની વાત કીડિયારામાં સૌને કહેવા બને એટલી ઝડપથી પાછી જવા લાગી.





# મુરાશ્કાનો નાચ

મુરાશ્કાનાં તમામ ભાઈભાંડું, દાદાદાદી, ભત્રીજાભત્રીજી, અને કાકાકાકીઓએ પણ અવકાશવીરને જોયેલો.

પણ અવકાશવીરની આંગળીએ બેસીને તેની જોડે વાત કરવાનું માન તો એકલી મુરાશ્કાને જ મળ્યું હતું. એટલે, તે સાવ સાધારણ રાતી કીડી હોવા છતાં, સૌ તેને આદરની નજરે જોવા લાગ્યાં. અને મુરાશ્કાને તો ખાતરી થઈ ગઈ કે પોતે ખરેખર કંઈક ખાસ છે, એટલે જે ગમે તે જ કરવું. અને તેને સૌથી વધારે ગમતું કંઈ હોય તો નાચવાનું.

"ખુશીમાં નાચે છે," બીજી કીડીઓ હમદર્દીથી બોલી. "ભલે નાચતી. બીજું કોઈ પણ ખુશીમાં ઘેલુંઘેલું થઈ ગયું હોત!" તેમને થયું કે નાચવાથી મુરાશ્કાનું જોસ ઊતરી જશે અને તે પાછી શાંત થઈને કામે લાગી જશે.

પણ મુરાશ્કાને પાછી કામે લાગી જવાનો ઇરાદો બિલકુલ નહોતો. તેને તો નાચ સિવાય બીજું કંઈ કરવાનું મન જ નહોતું થતું.

કીડીઓ બધી ખીજે ભરાઈ ગઈ. તેમણે રાતે મુરાશ્કાને બહાર જ રહેવા દઈને કીડિયારાનું બારણું અંદરથી વાસી દીધું.

"અરે, તો આવાં છો તમે બધાં!" મુરાશ્કા બંધ બારણા સામે ગરજી ઊઠી. "ભલે, તમારે આમ કરવું છે તો કરો! હું મારું પોતાનું કીડિયારું બનાવી લઈશ, તમારા કરતાં બહેતર! મન થાશે



તો ખાસ મારે માટે જ નવી દુનિયા ગોતી કાઢીશ, અને એમાં એકલી રહીશ. અવકાશવીરે મને બધી વાત કરી છે."

"અને વિચાર કરી જુઓ તો," રાતની ટાઢમાં જરાક ધ્રૂજતાં મુરાશ્કા મનમાં બોલી, "હું ખાસ મારે માટે પૃથ્વી કેમ ન ગોતી કાઢું?"

# મુરાશ્કાની નવી દુનિયા

બીજે દિવસે સવારે મુરાશ્કા દુનિયા ગોતી કાઢવા નીકળી પડી. તેને એક બહુ મોટી ચટાપટાવાળી સકરટેટી ગમી ગઈ.

ડાળખાંની વાડમાં એક ઠેકાણે લટકતી સકરટેટી તેને બરાબર નવી દુનિયા જેવી જ લાગી. તે સકરટેટી ઉપર ચડી કે તરત તેને ખાતરી થઈ ગઈ: પીળા ચટાપટા ઘઉંનાં ખેતરો જેવા હતા, લીલા ચટાપટા વનો જેવા હતા, અને છેક ટોચે જરાક પોલાણ જેવા ભાગમાં ભરાઈ ગયેલું વરસાદનું પાણી મુરાશ્કાને દરિયા જેવું લાગ્યું.

મુરાશ્કાએ દરિયાને કિનારે થોડીક વાર નાચ કર્યો, જરાક વિસામો ખાધો, અને પછી તે તપાસ કરવા નીકળી પડી.

તેણે પોતાની દુનિયા ફરતે સફર કરવાનો અને તળિયે શું છે તે નજરે જોઈ લેવાનો ફેંસલો કર્યો. કદાચ પહાડો કે બીજું કંઈક મઝા પડે એવું હોય. પણ સકરટેટી લીસી અને લપસી પડાય એવી હતી એટલે મુરાશ્કા નીચે ગબડી પડી અને ભોંય પર પટકાઈ ગઈ.

"આમ કેમ?" તે વાંસો પંપાળતી વિચારમાં પડી ગઈ. "અવકાશવીરે તો કહેલું કે પૃથ્વી ઉપરથી કોઈ પડી ન જાય."

મુરાશ્કા વળી સકરટેટી ઉપર ચડી. તે દરિયાને કાંઠે બેસીને અને માથું આગલા પંજાઓમાં ભરાવીને વિચાર કરવા લાગી કે નવું કીડિયારું કેવી રીતે બનાવવું.



તેણે તરકીબ ઘડી કાઢી હોત, પણ અચાનક સકરટેટી હલી અને જાણે ગુંજતી હોય એવો અવાજ કરવા લાગી.

મુરાશ્કાને ગભરાટ ભેગી કૌતુકની લાગણી થઈ.

"અરે, આ તો ધરતીકંપ! આખર તો મારી દુનિયા સાવ ખરેખરી જ લાગે છે!"





પણ એ ધરતીકંપ નહોતો.

કોઈ છોકરો સકરટેટીના ક્યારા પાસેથી નીકળેલો અને તેની ગોફણનો કાંકરો સીધો સકરટેટીને વાગેલો.

# ફરી મુલાકાત

દિવસો એક પછી એક વીતતા ગયા. મુરાશ્કા સકરટેટીના વાડામાં ફરતી રહેતી, વાડ ઉપર ચડતી, અને ક્યારેક તો બર્ચના ઝાડ સુધીયે જતી, પણ સગાંસંબંધીઓ જોઈ ન જાય એટલા ખાતર હંમેશાં છાનીછપની જતી. હવે તે સકરટેટીના વાડામાં કંટાળી ગઈ હતી, પણ ખોટા સ્વમાનની લાગણીને લીધે કીડિયારામાં પાછી નહોતી જતી. હકીકતમાં મુરાશ્કા ઘર વગરની રખડુ બની ગઈ હતી. હવે તે ક્યારેય નાચતી નહિ, તેની ખુશાલી એકદમ ગાયબ થઈ ગઈ હતી. તેનો સ્વભાવ ઊલટાનો ખારીલો અને ચિડિયલ થઈ ગયો હતો. એટલે બર્ચના ઝાડ નીચે કોઈ માણસને બેઠેલો જોઈને તે સીધી એ તરફ ચાલી અને મનમાં વિચારવા લાગી:

"જઈને એને કરડું, એવો ઠેકડો મારશે કે બસ!"

કીડી દરેક પળે વધારે ખિજાતી ઘાસમાં આગળ ધસવા લાગી. "બરાબર નાક ઉપર કરડવાની છું!" તે મનમાં માણસને ધમકી આપવા લાગી.

મુરાશ્કાએ ભારે છળ કરીને માણસની ઉપર પાછળથી હુમલો કર્યો. તે પહેલાં તો સફેદ શર્ટ ઉપર થઈને કૉલર સુધી પહોંચી, ત્યાંથી સરકીને ગરદન ઉપર ગઈ, પછી ગરદન ઉપરથી ગાલે અને ગાલેથી નાક ઉપર પહોંચી ગઈ. પછી તેણે ખરેખરો જોરદાર ડંખ મારવાની તૈયારી કરી, એટલામાં જુએ છે તો પોતે માણસના અંગૂઠા અને પહેલી આંગળી વચ્ચે અટવાઈ ગયેલી.

"આપણી તો જૂની દોસ્તી!" મુરાશ્કાને અવાજ સંભળાયો. "મારા નાકે ચડીને શું કરો છો, કીડીબાઈ?"

મુરાશ્કા શરમની મારી જડ જેવી થઈ ગઈ. અગાઉ એક વાર સવારે ભેટી ગયેલો અવકાશવીર જ હતો.

મુરાશ્કા રાતી કીડી તો હતી જ, અને હવે એકદમ લાલઘૂમ થઈ ગઈ.

"ક... કેમ છો!" તે તોતડાતી બોલી, "ત... તમે ફરી?"

"મને આ ઝાડીને, બર્ચના ઝાડને, અને તમને ફરી જોઈ લેવાનું મન થયું, કીડીબાઈ. ઊંચેથી પૃથ્વી ઉપર ઊતરવાનું કંઈ રોજ રોજ તો ન થાય! એની ખુશી કદી ભુલાશે નહિ."

"તો શું પૃથ્વી ખરેખર સકરટેટી જેવી છે?" મુરાશ્કાએ સવાલ કર્યો. સકરટેટીની દુનિયામાં વેઠેલી પરેશાનીઓ તેને યાદ આવી ગઈ.

"બરાબર મેં કહેલું એવી જ. સકરટેટી જેવી, કે દડા જેવી, કે ફુગ્ગા જેવી. જાણે નીલો ફુગ્ગો અવકાશમાં ઊડતો હોય એવી."

"અને કોઈ પડી નથી જતું?"

"કોઈ નહિ."

"તો હું મારી દુનિયા ઉપરથી કેમ પડી ગઈ?"

મુરાશ્કાએ સવાલ કર્યો. તેનો અવાજ કંપતો હતો

મુરાશ્કાની કથની સાંભળીને અવકાશવીર ખડખડાટ હસી પડયો.

"અરે કીડીબાઈ, આપણી આ પૃથ્વી તો ખરેખર અજબ છે! તમને વખત હોય તો થોડીક કહાણીઓ કહી સંભળાવું."

"જરૂર સંભળાવો," મુરાશ્કા જરાક ગમગીન થઈ જતી બોલી, "મારે ખાસ કંઈ કામ નથી, આ ઘડીએ."

તે સફેદ બટન ઉપર આરામથી ગોઠવાઈને સાંભળવા તૈયાર થઈ ગઈ.



## કહાણી પહેલી

એક જમાનો એવો હતો કે પૃથ્વી ઉપરથી દરેક વસ્તુ પડી જતી. તળિયાની વસ્તુઓ નીચે પડતી, અને અજબ લાગે એવી વાત છે પણ ટોચની વસ્તુઓ ઊંચે પડતી, ઊડી જતી, પંખીઓની જેમ.

કૂતરાંને નાનકડી કોટડીઓમાં બરાબર બાંધી ન રાખ્યાં હોય તો પડી જતાં. સફરજનનાં ઝાડ ઉપરથી પાકેલાં અને મધ જેવાં મીઠાં સફરજન ખરીને પૃથ્વી પરથી પડી જતાં. સફરજન પાકે તે પહેલાં જ તેમને ઝાડ પરથી ઉતારી લેવાં પડતાં. કાચાં સફરજન એવાં ખાટાં હોય કે ખાધાં ખવાય જ નહિ!

લોકો માટે ખાસ કઠેરા બાંધવામાં આવતા. સૌ રસ્તે કઠેરા પકડીને જ ચાલે.

કઠેરા પકડી રાખવાનું ભૂલી જનારાં માણસોને અકસ્માતથી બચાવવા શહેરો અને ગામોમાં ઊંચા

થાંભલા ખોડીને જાળીઓ બાંધી રાખવામાં આવતી. ભુલકણા લોકો નીચે પડે કે ઊંચે ઊડી જાય ત્યારે એ જાળીઓમાં ભરાઈ જતા અને પછી સીડી ચડીને કે ઊતરીને પાછા પૃથ્વી પર પહોંચતા.

અંને ઘરોની અંદર એવી હાલત થતી કે બસ!



ખુરશીઓ અને ટેબલોને ખીલા મારીને ભોંયપટ ઉપર જડી ન રાખ્યાં હોય તો બધું ઊડીને છતે પહોંચી જાય.

મુરાશ્કાબહેન, સકરટેટી ઉપર તમારી જે દશા થયેલી તેના કરતાં એ જમાનામાં પૃથ્વી ઉપર લોકોની દશા ઘણી બદતર હતી.

પછી લોકોએ પૃથ્વીને કહ્યું: "અમને ખબર છે કે તમે માયાળુ છો, ખરેખર છો. ભલાં થઈને એવું કરો કે અમે તમારી ઉપરથી ગબડી ન પડીએ."

"ભલે," પૃથ્વીએ જવાબ આપ્યો. "હું મારી ઉપરની તમામ વસ્તુઓ અને લોકોને એક જાતનું ખેંચાણ કરીશ, જાણે કેમ હું ચુંબક હોઉં અને તમે સૌ ધાતુનાં હો."

પૃથ્વીએ ખેંચાણ કર્યું, પણ એવું સખત કે લોકો જમીન ઉપરથી પગ ઊંચા જ ન કરી શકે, પંખીઓ છાપરે જડાઈ ગયાં, બિચારાં પાંખ ફફડાવવા જેટલુંયે ન કરી શકે. બધાં ઝાડની ટોચ ભોંય સુધી નમી પડી.

"અરેરે! ભલાં પૃથ્વી!" લોકો ફરિયાદ કરવા લાગ્યા, "તમે તો બહુ સખત ખેંચાણ કરો છો, જરાક હળવું કરી નાખો, દયા કરીને..."

એટલે પૃથ્વી હળવું ખેંચાણ કરવા લાગી, હાલ છે એવું. ત્યાર પછી કોઈ પૃથ્વી ઉપરથી ક્યારેય પડતું નથી.

## કહાણી બીજી

તેમ છતાં પૃથ્વી ઉપર હાલત બહુ માફક નહોતી. કારણ સાંભળો, કીડીબાઈ! પૃથ્વી તમારી સકરટેટીની જેમ અવકાશમાં અચલ લટકતી હતી.

સૂરજનું અજવાળું હંમેશાં પૃથ્વીની એક જ તરફ પડતું. એટલે એક તરફ સદા દિવસ હોય, અને બીજી તરફ સદા રાત હોય.

અજવાળી બાજુએ સકરટેટી, લીંબુ, અને સ્ટ્રૉબેરી ઊગે, પંખીઓ કલરવ કરતાં હોય, પતંગિયાં ફફડાટ કરતાં હોય, સસલાં ઠેકડા મારતાં હોય અને રમતાં હોય. અંધારી બાજુએ કશું ન ઊગે, આવળનાં ફૂલ પણ નહિ. અને ઘુવડ સિવાય બીજું કોઈ ત્યાં રહેતું જ નહિ. ક્યારેક ક્યારેક બિલાડાં ટપકી પડે, તેમને અંધારામાં દેખાય. પણ એ તો થોડા વખતમાં પાછાં તડકાવાળી મઝાની હૂંફાળી જગ્યાઓમાં ચાલ્યાં જાય.

લોકોને નીંદર કરવી હોય ત્યારે બારીએ ભારે પડદા ટાંગી દેવા પડે, અજવાળું આંખોમાં ઘૂસી જતું હોય તો નીંદર કોઈ રીતે ન જ આવે. કેટલાક લોકો નીંદર કરી લેવા પૃથ્વીની અંધારી

બાજુએ ચાલ્યા જતા. ઘણી વાર એવું બનતું કે તેઓ ત્યાં સૂતા જ રહે અને પછી કારખાને કે નિશાળે પહોંચવામાં મોડું થાય. વળી અંધારામાં ઘણાં માણસોને માથામાં વાગતું અને ઢીમણાં થઈ જતાં.

એટલે લોકોએ વળી પૃથ્વીને અરજ કરી: "ભલાં પૃથ્વીમાતા, તમે અમારે ખાતર ચક્કર ચક્કર ફરવા ન લાગો?"

એટલે પૃથ્વી સૂરજની સામે ચક્કર ચક્કર ફરવા લાગી, જાણે કેમ કોઈ નાનકડી બાળકી નવાં કપડાં માને બતાવતી હોય!

સૂરજ હવે પહેલાં પૃથ્વીની એક બાજુએ અને પછી બીજી બાજુએ 'અજવાળું' ફેલાવવા લાગ્યો.

મુરાશ્કાબહેન, આપણે અત્યારે જ્યાં છીએ ત્યાં દિવસ છે! પણ બીજી તરફ રાતની વેળા છે, લોકો અને કીડીઓ સૌ નીંદરને ખોળે પડયાં છે.



# કહાણી ત્રીજી

મુરાશ્કાબહેન, તમે મને કહ્યું કે તમારી સકરટેટી ઉપર કાંકરો પડયો અને તમે લગભગ મરણશરણ થઈ ગયાં.

આપણી પૃથ્વી ઉપર પણ ઘણાબધા પથ્થરો પડતા રહેતા. અવકાશમાં ક્યારેક તો પથ્થરોનાં આખેઆખાં વાદળાં ઊડતાં રહે છે.

એક વાર આપણી પૃથ્વીએ લોકોને કહ્યું:



કડકડાટ સંભળાયો. ધસમસાટ આવતી એક ઉલ્કાએ કાચના ઢાંકણમાં ગાબડું પાડી દીધું હતું. બારીની મરામત કરનારા સૌ માણસો, તમામ ઉસ્તાદ કારીગરો, કાચના ઢાંકણની મરામતના કામે લાગી ગયા. તેઓ એક ઠેકાણે મરામત કરે એટલામાં બીજે ઠેકાણેથી કાચના કટકા ઊડવા લાગતા.

લોકો નિરાશ થઈ ગયા. પૃથ્વી માટે લોખંડનું ઢાંકણ તો બનાવાય નહિ. એવું ઢાંકણ બનાવે તો સૂરજનું અજવાળું અંદર આવે જ નહિ.

"મને કોશિશ કરવા દો," ફુગ્ગા વેચનારો આદમી બોલ્યો. તેણે બધી ટાંકીઓનાં મોં ખોલી નાખ્યાં અને તેમાં દાબીને ભરેલી હવાને વહેતી મૂકી દીધી. ફુગ્ગા ખરીદવા માગતા લોકોની લાંબી લાઈન ખડી હતી, પણ તેમની કશી પરવા કર્યા વગર ફુગ્ગાવાળાએ તો પૃથ્વી ફરતે હવાનો ધાબળો વીંટાળી દીધો.

હવાનો ધાબળો સૌને ગમી ગયો.

સૂરજનું અજવાળું તેની આરપાર પૃથ્વી પર પહોંચતું હતું અને ઉલ્કાઓ તેની જોડે ટકરાઈને દીવાસળીની જેમ સળગી જતી હતી.

ફુગ્ગાવાળાને વિજ્ઞાનના લાંબા લાંબા શબ્દો બહુ ગમતા. તેણે પૃથ્વી ફરતે વીંટાયેલા હવાના ધાબળાને "વાતાવરણ" નામ આપ્યું. પછી તેણે બાળકોને ફુગ્ગા વેચવાનું કામ પાછું ચાલુ કરી દીધું.

## બસ એક જ

"હવે શું કરું?" મુરાશ્કાએ પૂછ્યું. "મને કીડિયારામાં જવા જ નથી દેતા, બારણું અંદરથી વાસી દે છે. બેશક, સકરટેટી કંઈ ખરેખરી પૃથ્વી નથી. લોકો શરદમાં એને તોડીને ગામમાં લઈ જશે અને રાંધીને ખાઈ જશે, બી કાઢીને તળી લેશે એટલે છોકરાં શિયાળામાં ચાવે... છોકરાંને તો ખરી મોજ છે. એમને ફરના કોટ ને નમદાના બૂટ ને ગરમ ટોપીઓ મળે છે. પણ હું તો શિયાળાની ટાઢમાં ઠરીને ઠીકરું થઈ જવાની, મરી જવાની..."

મુરાશ્કાએ ડૂસકું ભર્યું અને ટચૂકડા રાતા પંજા વડે આંસુનું ટીપું લૂછી નાખ્યું.

"આમ જુઓ, ઉપર, નાનકડાં કીડીબાઈ," અવકાશવીર શાંત અવાજે બોલ્યો.

બર્ચના ઝાડની ડાળીએથી રૂપેરી તાંતણે એક લીલી ઈયળ લટકતી હતી.

"મને લાગે છે કે આ મોકો છે, આખો મામલો ઠેકાણે પાડી દેવાનો," અવકાશવીર હળવા અવાજે બોલ્યો. "અને યાદ રાખજો કે લોકોયે ઘણા છે અને કીડીઓયે ઘણી છે, પણ પૃથ્વી તો બસ એક જ છે. ઠીક ત્યારે, આવજો, કીડીબાઈ, અને શિકારમાં તમને કામયાબી મળો!"

અવકાશવીર મોટાં ડગલાં ભરતો મોટરગાડી તરફ ચાલ્યો ગયો. મુરાશ્કા ઈયળને પકડવા દોડી ગઈ. ઝાડની ડાળીએથી લટકતી ઈયળ ધીરે ધીરે નીચે આવી રહી હતી.

મુરાશ્કા શિકારને ઢસડીને કીડિયારામાં લઈ ગઈ ત્યારે કોઈએ તેને કંઈ કહ્યું નહિ. કીડીઓ સમજતી હતી કે મુરાશ્કાને ડંફાશ મારવાની પૂરી સજા મળી ગઈ છે. પણ મુરાશ્કા ઈયળને કોઠારિયામાં પહોંચાડીને પછી બોલી:

"લોકોયે ઘણા છે અને કીડીઓયે ઘણી છે, પણ પૃથ્વી તો બસ એક જ છે!"

તોયે કીડીઓ કંઈ ન બોલી કારણ કે તેમને તો એ વાતની બહુ પહેલેથી ખબર હતી.



